# સુરત વિસનગરા નાગર પરિષદ.

સ્વાગત મંડળના ઉપપ્રમુખ

રા. રા. બળવંતરાય પંડિતનું ભાષણ.

## સપ્તમ અધિવેશન.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કેશવલાલ દલસુખરામ રાવળ.

ઠે. નાણાવટ—સુરત.

સુરત બરાનપુરી ભાગળ ભાઠાવાળા ખોળ, અનાવિલ બોર્ડિંગની બાજુમાં આવેલા શ્રી "અનાવિલ બન્ધુ" પ્રીં. પ્રેસમાં

ગોવિંદજી રાધાભાઈ નાયકે છાપ્યું.

# સુરત વિસનગરા નાગર પરિષદ્.

સ્વાગત મંડળના પ્રમુખ—

## બળવંતરાય ઈચ્છાશંકર પંડિતનું ભાષણ.

સપ્તમ અધિવેશન.

**સ્વાગત મંડળના માન્યવર પ્રમુખ, પૂજ્ય વડીલો, તથા સુજ્ઞ બ્હેનો અને ભાઇઓ.**

સન્માનકારિણી સભાના માન્યવર પ્રમુખ શ્રીયુત કેશવલાલભાઈની આજ્ઞા શિરસાવંદ્ય હોઇને હું મારા મોઘાં મ્હેમાનો સમક્ષ કંઇક કાલું ઘેલું સ્વાગત રૂપે બોલવા ઉભો થયો છું. જે મારા શિર ઉપર બોજો મૂકવામાં આવ્યો છે તે ઉંચકવા જેટલી મારામાં યોગ્યતા અથવા શકિત નથી છતાં પ્રેમરૂપી નાનકડાં હોડકાં વડે મહાન સાગર તરી જવાની મેં હિંમત કરી છે. આપ સર્વેનું સ્વાગત કરવાનો મને જે આ અપૂર્વ અને આનંદપ્રદ પ્રસંગ પ્રાપ્ત થયો છે તેથી મ્હારૂં હૃદય આજે આનંદની ઉર્મિઓથી ઉભરાઇ જાય છે. હું હર્ષઘેલો થઈ ગયો છું; મારા મનની આવી સ્થિતિમાં હું કદાચ યોગ્ય શબ્દોમાં મ્હારા હૃદયના ભાવોને વ્યક્ત ન કરી શકું તો મને દરગુજર કરશો; પણ હું

તમારો અને તમે સૌ મારા એટલે મારા બીનઅનુભવ તરફ દુર્લક્ષ કરી, મારો આપના તરફનો જે ભાવ છે તે તરફ નજર રાખી, હું જે તૂટીફૂટી ભાષામાં આપ સૌનું સ્વાગત કરૂં તે ઘણું માની લેશો.

આપ સર્વે બ્હેનો અને ભાઇઓએ અતિશ્રમ વેઠી સમય અને ધનનો વ્યય કરી તથા અગવડ વેઠીને આટલે દૂર જ્ઞાતિસેવામાં ભાગ લેવા પધાર્યા છો તે કાંઇ થોડો આત્મભોગ નથી અને તે માટે આપ સહુને હું જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછોજ છે.

અમો મુઠીભર સુરતવાસીઓ આપની યોગ્યતા મૂજબ નિવાસસ્થાન તથા ભોજન વિગેરેની સગવડ કરી શકયા નથી તે હું સમજી શકું છું. સગવડમાં જે કંઇ કચાશ અગર ન્યુનતા હોય તેની માફી આપવા આપને વિનંતિ કરૂં છું.

આ સુરત શહેર પવિત્ર સૂર્યપુત્રી તાપી નદીના તટ ઉપર આવેલું છે. દરેક વસ્તુનો અસ્તોદય થયા કરે છે તેમ આ શહેરનો પણ તેવોજ ઇતિહાસ છે. પ્રાચિન કાળમાં આ શહેર ચોર્યાસી બંદરનો વાવટો કહેવાતું હતું. એક અનુપમ શહેર તરીકે ઇતિહાસમાં તેની ગણના હતી. વ્યાપાર વાણિજ્યમાં તે અગ્રગણ્ય ગણાતું હતું. પરમાત્મા કૃષ્ણ ભગવાનને પણ કર્ણરાજાને માટે કુંવારી જમીન આજ નદીને તટે મળી

આવી હતી. આ શહેરના પ્રાચીન દેવમંદિરો તેમજ કોટ અને કિલ્લો તેની પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ કરાવે છે. અંગ્રેજ લોકોએ તથા વલંદાઓએ કોઠીઓ વાણિજ્યના હેતુથી બે સૈકા અગાઉ અત્રેજ નાખી હતી. મરાઠાઓએ પણ સુરત તરફ લોભદ્રષ્ટિ નાખી દ્રવ્ય હરણ કર્યું હતું. આ શહેર હાલ બ્રીટીશ સામ્રાજ્યની સત્તા તળે છે એ વાત આધુનિક ઈતિહાસની હોઇ તે સંબંધમાં વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. અમારા વડીલો એટલે થોડા ઘણા કુટુંબોએ વિસનગર અને તેની આજુબાજુના ગામોમાંથી આવી પ્રથમ સુરતમાં વસવાટ કરેલો. અને તે વખતના રાજ્યકર્તાઓના આશ્રયથી તેમજ તેમના પોતાના બાહુબળથી, આદર્શરૂપે જીવનથી, અને ઉચ્ચ ચારિત્ર્યથી, તેઓએ કીર્તિ તથા ધન સંપાદન કર્યાં. આ તેમના ઉત્તમ ચારિત્રના સ્મરણો હજુ સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થાય છે.

આપણી જ્ઞાતિની સુરતની અગ્રગણ્ય વ્યકિતઓ પૈકી સદ્‌ગત્ હિમ્મતરામ મયારામ પરીખ પ્રમુખરૂપે ગણાતા. જેમણે હાટકેશ્વરનું શિવાલય તથા સાર્વજનિક ધર્મશાળા બંધાવેલી તથા જ્ઞાતિના ઉપયોગ માટે વાસણ વસાવેલાં અને કાયમના ઉત્સવોની યોજનાઓ કરેલી. સદ્‌ગત્ નરસેરામ મનસુખરામ વ્યાસ અત્રેની કેટલીક મોટી ઈમારતો, રેલ્વેનાં બાંધકામ તથા ધર્મશાળા અને ભરતેશ્વર મહાદેવના

શિવાલયનો જીર્ણોદ્ધાર કરી પોતાનું નામ અમર કરી ગયા છે. વળી તેઓ મ્યુનીસીપલ કાઉન્સીલર પણ હતા. સદ્‌ગત્ ચિરસ્મરણીય સાક્ષરવર્ય નવલરામ લક્ષ્મીરામ પંડયા તથા તેમના વિદ્વાન સદ્‌ગત્ પુત્ર ધીમતરામ એમણે ગુર્જર સાહિત્યનો વિકાસ કરવામાં યોગ્ય ફાળો આપેલો છે. સદ્‌ગત્ નૃસિંહાચાર્યે વેદમાન્ય સ્માર્ત ધર્મનો વિજયધ્વજ ફરકતો કર્યો તથા તેમના સદ્‌ગત્ ભ્રાતાઓએ પણ અનેક દિશાઓમાં અન્ય પ્રયત્નો કરી નામના મેળવી હતી. તેમાંના એક હરદાસ ઉત્તમરામ દુર્લભરામ કથાથી હરિરસરૂપી સુધાનું પાન કરાવનાર હતા. સદ્‌ગત મુળશંકર વેણીરામ વ્યાસ બેકરીના ઉદ્યોગના સ્થાપનાર હતા, તથા સદ્‌ગત્ મદન રામજી ઉત્તમ રામજી દવે એઓએ ફોટોગ્રાફીના ક્ષેત્રમાં ઇલ્ફોર્ડ ડ્રાઇ પ્લેટની પહેલ વહેલી શોધ કરવાના પ્રયત્નો કર્યા હતા. તેમજ તેમના ભાઇ સદ્‌ગત્ ઇચ્છાશંકર ઉત્તમરામ દવે વ્યાપાર તેમજ સર્પ પકડવાની વિદ્યામાં પ્રવીણ હતા. સદ્‌ગત્ કાશીરામ ત્રંબકરામ પંડિત જેમના સદ્‌ગત્ જેષ્ઠ પુત્ર કેશવરામ કાશીરામ પંડિત ઉદ્યોગ હુન્નરના શોધક તેમજ ખંતિલા પ્રયોજક હતા; અને કનિષ્ઠ પુત્ર સદ્‌ગત્ રા. બ. દોલતરામ કાશીરામ એક વખત મીરજ સ્ટેટના એડમીનીસ્ટ્રેટર હતા. તેમજ વ્યાપાર વિગેરેમાં કુશળ હતા. એમનું નામ મશહુર હોવાથી અત્રે વધુ વિગત

સ્થળ સંકોચને લીધે આપવાની જરૂર રહેતી નથી. સદ્દગત પરભુરામ ત્રંબકરાવ જાની તેમજ તેમના ભાઇ સદ્દગત રેવાશંકર ત્રંબકરામ જાની બ્રહ્મમંડેષની મૂર્તિરૂપ હોઇ શારીરિક અને વ્યવહારિક વિષયો પોતાના અંગોવડે નમૂના રૂપે દાખવી ગયા છે. સદ્દગત બાલુભાઈ રાવળજીના ગુણો હજુ યાદ આવે છે. તેમના કુટુંબે ન્યાતને એક શિવાલય અર્પણ કર્યું હતું. સદ્દગત ઉત્તમરામ નૌતમરામ ત્રીવેદી સનાતન ધર્મના સુરતના પ્રમુખ તરીકે ધાર્મીક સિદ્ધાંતોનો આદર્શ રજુ કરતા હતા તેમજ સદ્દગત નૌતમરામજી પંડિતની કાર્ય-દક્ષતા હજુ યાદ આવે છે સદ્દગત જોશીજી ત્રણ્ણાધરજી ધર્મપરાયણ રહી પોતાનું નામ અમર કરી ગયા છે. સદ્દગત અમૃતરામ ભાઈ, દોલતરામ ભાઈ, નરસિંહરામ ભાઇ તથા ઓચ્છવરામ ભાઈ ઇત્યાદિ જેવા તેમજ સદ્દગત રતનરામ ભાઈ જમીયતરામ જેમના નામથી થોડાકજ અજાણ્યા હશે એઓના જેવા ઉચ્ચ પ્રભાવના સદ્દપુરૂષોની અત્યારે ખોટ જણાય છે. સદ્દગત કૃષ્ણલાલજી તેમના સુપુત્ર સદ્દગત કમળાશંકરજી તેમજ સદ્દગત રેવાશંકર રતનરામજી વીગેરે હજુ તેમનું સ્મરણ ભુલાવતા નથી. સદ્દગત જયશંકર જેઠાભાઈ અહમદનગરમાં સદ્દગત રા. બ. લાલશંકર ઉમીયાશંકરની સહાનુભૂતિથી તેમજ તેમના જ્યેષ્ઠ પુત્ર સદ્દગત નૃસિંહરામનું સ્મારક ભરૂચમાં મૂકી ગયા છે. તેમના ભાઇ સદ્દગત ઇચ્છાશંકર જેઠાભાઇ જ્ઞાતિહિતનો

પદાર્થપાઠ શિખવી ગયા છે; અને તેજ કુટુંબના સદ્ગત વિઠ્ઠલરાવ જેશંકર અને સદ્ગત્ રા. સા. કકુભાઇ ઇચ્છાશંકરની કર્તવ્ય પરાયણતાનો ઇતિહાસ હાલ તાજોજ છે. સુરત પાસે કડોદ ગામમાં સદ્ગત્ હીરાલાલ માધવલાલ મજમુનદાર તથા સદ્ગત્ ઉમેદરામભાઇ પોતાનું નામ દીપાવી ગયા છે, તથા બીજી અનેક ભૂતપૂર્વ વ્યક્તિઓએ આપણી જ્ઞાતિને ઉચ્ચ સ્થિતિએ લાવવામાં ભિન્ન ભિન્ન દિશાઓમાં જાણવા જોગ ફાળો આપેલો છે. વિસ્તાર ભયથી સર્વનાં નામ આપી શકાયાં નથી તે માટે ક્ષમા માગું છું.

અમો હાલના,સુરત નિવાસીઓ થોડાક સિવાય ઉપરોક્ત વ્યક્તિઓના પરિવાર છીએ, અને અમારી આધુનિક પરિસ્થિતિ અને અમારી પ્રવૃત્તિઓ ઉપરથી અમારી પ્રગતિ યા અવનતિ થઈ છે તે સહજ આપ સર્વે જોઇ શકશો.

હવે આપણી હાલની પરિસ્થિતિ કેવી છે અને કયું ધ્યેય આપણા હૃદય સમીપ રાખી તે ધ્યેયને યથાશક્તિ વ્યવહારમાં શી રીતે મૂકવું એટલે કે આપણી પરિસ્થિતિમાં કયા અને કેવા પ્રકારની સુધારણાઓ કરવી, તે ફળીભૂત કરવા માટે કેવા માર્ગો યોજવા, તેને માટે જોઇતાં સાધનો કેવી રીતે ઉભાં કરવાં, તેનું દિગ્દર્શન અપ્રાસંગિક નહિ ગણાય એવું માની લઇ તે સંબંધમાં કાંઇક નિવેદન કરવા આ શરિર હિંમત કરે છે.

આપણે સહુ સ્માર્ત ધર્મીઓ છીએ, યોગિશ્વર યાજ્ઞવલ્કયે આપણો સ્માર્ત ધર્મ છ પ્રકારનો કહ્યો છે.

(૧) વર્ણધર્મ, (૨) આશ્રમધર્મ, (૩) વર્ણાશ્રમધર્મ, (૪) ગુણધર્મ, (૫) નિમિત્તધર્મ, (૬) સાધારણધર્મ. આપણે બ્રાહ્મણ છીએ એટલે ઉપરની સાદી બાબતો સંબંધી સમજણ અગર ચર્ચાની જરૂર રહેતી નથી. પરંતુ આ છ પ્રકારના ધર્મો પૈકી "સાધારણ ધર્મ" એ બ્રાહ્મણથી માંડીને ચંડાલ પર્યંત તમામ વર્ણને સામાન્ય છે એટલે તે ઉપર વિશેષ લક્ષ આપવું જોઇએ. "સાધારણ ધર્મનું" નિરૂપણ નિચે મુજબ કરેલું છેઃ—

અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી), શૌચ યાને બહિર શુદ્ધિ–ઈંદ્રિયોનો નિગ્રહ–દાન–દમ–દયા–ક્ષાન્તિ. વેદ મૂલક શ્રુતિ–સ્મૃતિ ધર્મના પાયા ઉપરજ આપણું જીવન બંધાવું જોઇએ. એ ધર્મને બને ત્યાં સુધી વ્યવહારમાં મુકવાને દરેક વ્યક્તિએ યાને હિંદુ સમાજે જીવતોડ પ્રયત્ન કરવો જોઇએ. પાશ્ચિમાત્યોના સામાજીક વ્યવહારોનું માત્ર અનુકરણ કરવાથી આપણી પરિસ્થિતિ સુધરે એવું માની લેવાય નહિ. હાલનું આપણું વ્યવહારિક જીવન અને સર્વમાન્ય શ્રુતિ–સ્મૃતિમાં નિર્દિષ્ટ કરેલો સાધારણ ધર્મ એ બે વચ્ચે હિમાલય પર્વત જેટલું અંતર પડી ગએલું છે. આપણી જ્ઞાતિ તરફ નજર કરીએ તો ધર્મ શિક્ષણની સંપૂર્ણ ખામી છે. આપણા પવિત્ર ઋષિમુનિઓએ અનુપમ જ્ઞાનનો ખજાનો આપણું જીવન આદર્શ–રૂપ બનાવવાને મૂકયો

છે, છતાં આપણે તે ખજાનાની સામે દ્રષ્ટિ પણ કરતા નથી. અરે ! એ ખજાનાનો ઉપયોગ તો પાશ્ચિમાત્ય પંડિતો કરી રહ્યા છે. આપણા હાથમાં રહેલ પારસમણીનો સ્પર્શ તેઓ કરે છે. આશું આપણી ઓછી અધોગતિ છે??? સાધારણ ધર્મ ઉપરાંત નિત્યકર્મો તો અવશ્ય કરવાં જોઇએ જેથી બાહ્યશુદ્ધિની સાથે અંતરશુદ્ધિ પણ થાય.

કેવળ અંધશ્રદ્ધાથી ધર્મશિક્ષણ લેવું એવું કહેવાયજ નહિ. આપણા જીવનમાં ધર્મનું તત્વ જોડાએલું છે તેથી આપણા સમાજની સુધારણા આપણા ધર્મને અનુકુળ રીતે કરવામાં નહિ આવે ત્યાં સુધી સુધારણા થવી મુશ્કેલ છે, અને ઉપર ઉપરથી થઇ તો થોડા વખતજ નભી શકશે.

ધર્મ શિક્ષણની સાથે "અંગબળ" યાને શારીરિક વ્યાયામ ઉપર પણ આપણે વિશેષ લક્ષ્ય આપવાની જરૂર છે. આપણા કમનસીબે બાળકોની શારીરની કેળવણી તરફ આપણે ધ્યાન આપતા નથી. જ્યારે પાશ્ચિમાત્ય દેશોમાં પ્રજાના ઉછરતા બાળકોની તંદુરસ્તી અને શરીરની ખીલવણી માટે મહાન્ પ્રયાસો કયારનાએ થઇ ગયા છે. સેંકડો માસિકો physical Culture શરિરને મજબુત બનાવવા વિષે કાઢવામાં આવે છે, સેંકડો વ્યાયામ શાળાઓ સ્થાપવામાં આવેલ છે, પ્રાથમિક શાળાઓમાં શારીરિક કેળવણી ફરજ્યાત વિષય તરીકે દાખલ કરવામાં આવેલ છે, અને માત્ર છોકરાઓ માટેજ નહિ પરંતુ બાળ-

કીઓ માટે પણ તેટલુંજ ધ્યાન આપવામાં આવે છે. ત્યારે આપણા સમાજમાં આ વિષય તરફ કેવળ દુર્લક્ષ કરવામાં આવે છે, આપણા બાળકો કમકૌવત થઈ ગયાં છે, ઉત્તરોત્તર વિશેષ દુર્બળ થતા જાય છે, મોં ઉપર તેજ તો દેખાતું નથી. આપણે આપણો બચાવ પણ કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. એવા કમતાકાત શરીરમાં દ્રઢ મનોબળ સંભવેજ કયાંથી ? માટે આ વિષય ઉપર આ પરિષદ્ ખાસ લક્ષ આપશે એવી મારી વિનંતિ છે.

ધર્મશિક્ષણ અને અંગ બળની સાથે બાળ લગ્નનો ઉચ્છેદ આ ત્રણ ધ્યેયો તો આપણે સ્વીકારવા જોઈએ. બાળલગ્ન વિષે મનુયાજ્ઞવલ્કય સ્મૃતિ વિગેરે સર્વમાન્ય સ્મૃતિઓમાં કન્યાના લગ્નનું વય કોઈ સ્થળે ઠરાવ્યું નથી તેમજ તે વધારવાથી ધર્મશાસ્રનો બાધ આવતો નથી એમ જણાય છે. છોકરાનું વય એકવીસ અને છોકરીનું વય ઓછામાં ઓછું સત્તર વરસનું જોઈએ એવી સાધારણ માન્યતા રાખવી ઉચિત છે. કેટલાક અનિષ્ઠ રિવાજો આપણી જ્ઞાતિમાં દાખલ થઇ ગયા છે તેનો નિર્દેષ પણ અસ્થાને નહિ ગણાય. આવા રિવાજોમાં કન્યાવિક્રય જેવાં ભયંકર રિવાજનો વિચાર કરી તે જડમૂળથી ઉખેડી નાંખવા ભગીરથ પ્રયત્નો ઠેકઠેકાણે થવા જોઈએ.

ઉપરના ધ્યેયો પ્રાપ્ત કરવાને માટે કેળવણીની ખાસ જરૂર છે. આપણા ઉછરતા બાળકો અને બાળકીઓને એવી જાતનું શિક્ષણ આપવું જોઇએ કે જે શિક્ષણના પ્રભાવથી

તેઓ રૂઢ વ્યવહારના ગુલામો ન બની રહેતાં હાનિકારક રિવાજોને નિર્મૂળ કરે, તેમનામાં જ્ઞાતિ સેવાની ભાવના ઉત્પન્ન થાય, તેમનું જીવન નિષ્કપટ, નિર્મળ અને ધર્મ-પરાયણ થાય અને ભારતના અંગભૂત તરીકે ભારતની ઝાંખી થએલી કીર્તિને પુનઃ દેદિપ્યમાન કરે. ધર્મપરાયણ એ શબ્દનું રહસ્ય કેટલીકવાર આપણને સમજાતું નથી. ધર્મ કેવળ નિવૃત્તિપરાયણ નથી, પરંતુ પ્રવૃત્તિપરાયણ છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ ભગવદ્ ગીતામાં પ્રવૃત્તિ માર્ગનો ઉપદેશ કર્યો છે, પણ તે પ્રવૃત્તિ શાસ્ત્ર વિરૂદ્ધ ન હોવી જોઇએ યાને શાસ્ત્રને અનુકુળ અને લોકોપકારને "લોકસંગ્રહ" માટે હોવી જોઇએ. જનક રાજા કર્મ વડે કરીનેજ વિદેહી પદ પ્રાપ્ત કરી શકયા. પોતાના ધંધામાં પોતાના ધર્મમાં પ્રવૃત્ત રહીને જ્ઞાતિહિતનાં કાર્યો થઇ શકે છે. અને આ અધિવેશનનો મુખ્ય હેતુ પણ જ્ઞાતિબંધુઓને એ ક્રમમાં પ્રવૃત્તિ કરાવવાનો છે.

આજીવિકાનું સાધન પણ જોઇએ. તે વાત પણ ઉપેક્ષા કરવા જેવી નથી. આપણા જ્ઞાતિ બંધુઓને આજીવિકા પ્રાપ્ત કરાવવામાં તેમને ધંધે વળગાડવામાં દરેક ભાઇએ યથા-શકિત સહાય આપવી જોઇએ, તે માટે જોઇતાં સાધનો અને સગવડોની પાકી યોજના થવી જોઇએ. તે હેતુ પાર પાડ-વાને માટે મારા નમ્ર અભિપ્રાય મુજબ આપણા જ્ઞાતિ બંધુઓની એક ડાયરેકટરી તમામ વિગતો સાથે તૈયાર કરવી જોઇએ. એક કમીટી નિમવી જોઇએ, જેમની પાસેથી

ધંધાધાપા સંબંધી અથવા નોકરી મેળવવા સંબંધી જોઇતી માહીતી મળી શકે. ઇંગ્રેજી ભાષામાં કહીએ તો એક employment Bureau સ્થાપન થવી જોઇએ અને તેમાં વિદ્યાભ્યાસ અર્થે યોગ્ય યુવાનોને પરદેશ જવા સહાયતાના સાધનોનો પણ સમાવેશ થવો જોઇએ.

ઉપર લખેલા સઘળા ધ્યેયો પારપાડવાને આપણા બંધુઓમાં જ્ઞાતિસેવા કરવાનો જોઇતો ઉત્સાહ ઉદ્યોગ અને ખંત જોઇએ, ભંડોળ પણ જોઇએ, પોતાની જાત મહેનત અને ભોગ આપનારા પણ જોઇએ. આપણે એકજ માળાના મણકા છીએ એવી સમજણ જોઇએ, સંપ અને એકતા જોઇએ, અને જ્ઞાતિહિત માટે સ્વાર્થત્યાગ, આત્મભોગ ઇત્યાદિ અનેક સામગ્રીઓ જોઇએ.

કેટલાક બંધુઓ નિરાશાના ઉદ્ગારો કાઢે છે અને બોલે છે કે અદ્યાપિ સુધીમાં છ અધિવેશનો થયાં તેથી આપણી સમાજને શો લાભ થયો? સમાજનું કયું ભલું થયું? હજુતો સ્થળે સ્થળે જ્ઞાતિમાં ઝઘડા છે, તડો છે, અને કુસંપ પણ જગે જગે છે. એ સંશયોનો જવાબ એટલોજ છે કે ખોટી મોટાઈ, કુલાભિમાન, યોગ્યતા વિના માન મોટાઇ મેળવવાની ઇચ્છા, અસુયા એટલે કે બીજા બન્ધુઓનો ઉત્કર્ષ ખમી ન શકાય એવો મનોભાવ —આ બધા દુર્ગુણો ઘર કરી બેઠા છે તેથીજ આપણને અધિવેશનોનું ફળ વ્યવહારમાં પ્રત્યક્ષ દેખાતું નથી; પરંતુ આ અધિવેશનો પદાર્થ પાઠ છે તેમાંથી આદર્શરૂપ વ્યક્તિઓ

જીવનનો તથા ચરિત્ર્યને અભ્યાસ કરવાથી ઘણો અનુભવ પ્રાપ્ત થાય છે; પણ ઇશ્વરે બુદ્ધિ આપ્યાં છતાં જો અન્યના અનુભવનો લાભ ન લઇશું તો પછી આપણા નસીબે નિરાશાજ ચોંટેલી રહેશે. "નાગરજીવન," "નાગરોદ્ધાર" વિગેરે માસિકો ઘણેખરે ઠેકાણે હયાતિમાં આવેલી સેવા સમિતિઓ, જ્ઞાતિના સ્ત્રી સમાજો, યુવક મંડળો, પાઠશાળાઓ, વિસનગરમાં વિધવાશ્રમ, આ અધિવેશનમાં પધારેલાં બ્હેનોની અને બંધુઓની સંખ્યા, એ બધું અધિવેશનોનું ફળ છે. જ્ઞાતિ માટે દાઝ, ધગસ, જ્ઞાતિની સેવા કરવાની તીવ્ર ઇચ્છા એ પણ કેટલેક અંશે આપણામાં આવાં અધિવેશનોએજ ઉત્પન્ન કરેલી છે.

હિન્દુધર્મને માનનારી ભારતપ્રજા એટલે અનેક જ્ઞાતિઓનો મહાન સમુદાય. દરેક જ્ઞાતિ પોતાના અંગભૂતોને જોઇતું શિક્ષણ આપી તેમના ધ્યેય ઉચ્ચતર બનાવે તો દેશની કંઈ થોડી ઘણી સેવા નથી.

જ્ઞાતિઓ સુધરી એટલે દેશ પણ સુધર્યો જ્ઞાતિની સુવ્યવસ્થા એ નાનકડું સ્વરાજ્ય છે. પણ અજ્ઞાન અને સ્વાર્થવશ થઇ ચલાવી શકીએ નહિ, તો તેવા સ્વરાજ્યોનું સામ્રાજ્ય અને તેમાં નાગર બ્રાહ્મણોનું સાર્વભૌમ પણું સ્વપ્ન રૂપેજ રહેશે.

અત્રે આપણા વાજીન્ત્રો નાગરોદ્ધાર અને નાગર જીવન જે આપણી જ્ઞાતિસેવા અનેક રીતે કરી રહ્યા છે તેમનો જ્ઞાતિ સમસ્તે સ્વીકાર કરી તેમને સતેજ અને ચિરસ્થાયી

કરવા, યોજના કરવી ઘટે છે. એ વિષયને આ પરિષદ્ અગ્રસ્થાન આપશે એવી મારી નમ્ર અરજ છે.

આપણી પરિષદોના અધિવેશનોનો એક હેતુ એવો પણ છે કે આપણા જ્ઞાતિ બંધુઓનું ક્ષેત્ર વિસ્તૃત અને વિશાળ થાય, આપણી જ્ઞાતિનો જથો વધે, આપણી માતૃભુમિના ખુણેખુણાના જ્ઞાતિ બંધુઓના સમ્મેલનથી વિચારની આપ લે થાય તે હેતુ લક્ષમાં રખાયો છ. તેના પરિણામ રૂપે આજના અધિવેશનમાં અન્ય સ્થળોથી પધારેલાં આપણા ન્હાના તડના ભાઇઅેને આપ પ્રત્યક્ષ જોઈ શકો છો, અને એમની સાથેના વ્યવહાર વિષે સુરતના જ્ઞાતિ પંચે ક્યારનોએ ઠરાવ કરી રસ્તો બતાવ્યો છે

અધિવેશનો બોલાવવામાં કાંઇ થોડીઘણી જેહમત ઉઠાવવી પડતી નથી. આ સાતમા અધિવેશનના આત્મા આપણા સ્વાગત મંડળના પ્રમુખ અને મારા પ્રેમી બન્ધુ રા. રા. કેશવલાલ દલસુખરામ રાવળ છે. આ અધિવેશન બોલાવવામાં એમણે કેટલો ભોગ આપ્યો છે તેની ગણના શબ્દોમાં કરવા મ્હારી શકિત નથી. માત્ર એમના આ જ્ઞાતિઉન્નતિના મહા પ્રયાસમાં શુધ્ધ પ્રભૂતા શિવાય હું બીજું કાંઇ દેખી શકતો નથી.

હવે આપનાં મન પરિષદ્નું કામ શરૂ થએલું જોવાને અતિઉત્સુક થએલાં જણાય છે. પરિષદ્ના પ્રમુખ મહાશયના શબ્દસુધાનું પાન કરનાને આપ સર્વે તલ્પી રહ્યા છો તેથી

ફરી ફરીથી જે બ્હેનોએ અને ભાઈઓએ અત્રે પધા
અમને કૃતાર્થ કર્યા છે તેમનો ઉપકાર માનું છું.

મારાં વ્હાલાં બ્હેનો અને બંધુઓ! આપણી જ્ઞાતિ ભાવિ મને આશાવંત, ઉજ્જવલ, અને જ્વલંત દેખાય છે કારણ કે આપણી જ્ઞાતિના મુકુટરૂપ ન્યાયમૂર્તિ કનૈયાલાલ જીએ આ પરિષદનું ...મુખપદ સ્વીકાર્યું છે. એમનું ચારિત્ર આદર્શરૂપ છે. હવે પ્રમુખ મહાશયને આ પરિષદરૂપ નાવનું સુકાન સોંપ્યું છે. મને સંપૂર્ણ ભરોસો છે કે એ મહાન અનુભવી-તરીકે પ્રમુખ મહાશય આ નાવને આપણા ધ્યેયરૂપી કીનારે સહીસલામત રીતે પહોંચાડશે.

હવે આ પરિષદ્ નહિ સુરતની કે વિસનગર તથા અમુક શહેર કે પ્રાંતની, પણ આખા ભારતવર્ષમાં વસતા વિસનગરા નાગર બ્રાહ્મણોના પ્રતિનિધિઓની. એટલે એના પરિણામના ગૌરવમાં માત્ર સુરતનો એકલાનોજ નહિં પરંતુ આખા ભારતવર્ષનો ભાગ છે, એ ઉપર ખાસ લક્ષ આપવા હું આપ સર્વને નમ્ર વિનંતિ કરૂં છું.

અંતમાં આ અધિવેશનના પરિણામરૂપે સમયોચિત સુધારા થાય, તેનો સર્વત્ર વિવેકથી અમલ થાય અને અધિવેશનની હયાતિમાં શીતળ વાયુ અને શાંતિની લ્હેરોઈ વાતાવરણ શુદ્ધ રહે એવી શ્રી ઇષ્ટદેવની પ્રાર્થના કરી મા કથન પુરૂં કરૂં છું.

